# યૂલિયા દૂનિના

# એલીસ

ચિત્રો-વેનિઆમીન કોસ્તીત્સિન



અનુવાદ-શ્રુતિ મહેતા




'રાદુગા' પ્રકાશન
મોસ્કો



પીપલ્સ બુક હાઉસ
ઘીકાંટા ચાર રસ્તા રીલીફ રોડ
અમદાવાદ-૩૮૦૦૦૧



૧૯૪૪માં નાઝી હુમલાની સામે સોવિયેત જનતાના મહાન દેશાભિમાની યુદ્ધ દરમિયાન, પાનખર ઋતુમાં ઈસ્ટોનિયામાં બનેલી આ ઘટના છે.

તોપધારી પલટનની ક્ષેત્રીય પરિચારિકા હોવાને કારણે, હું કૂચ કરતાં લશ્કરની સાથે મુસાફરી કરતી હતી. દવાઓની મોટરગાડી પાછળ રસ્તામાં ક્યાંક અટવાઈ ગઈ હતી. તેની સાથે મારો કોઈ

સંપર્ક રહ્યો નહોતો. પાટા એકદમ ઝડપથી ઓછા થવા માંડયા હતા, કારણ કે આક્રમણ દરમિયાન હંમેશાં ઘણાંબધાં ઘાયલ થાય છે.

એક દિવસ ખેતરમાં અમે જ્યાં હજુ ઊતર્યાં જ હતાં ત્યાં એક ડોસી મારી પાસે આવી. તેણે પોતાના દૂબળા-પાતળા હાથમાં પ્યારથી એક ધૂળથી ખરડાયેલી સફેદ મુરઘી પકડી હતી, જે દર્દના કારણે ગાંડાની જેમ કૂકડે-કૂક કરતી હતી.

તે રશિયન નહોતી જાણતી, પણ તેમ છતાં બિલકુલ સ્પષ્ટપણે સમજાવ્યું કે તેની મુરઘીનો પગ તૂટી ગયો હતો—સ્પષ્ટ હતું કે તે તોપમારાનું જ પરિણામ હતું.

મુરઘીની મદદ કરવાની વિનંતી અનુચિત હતી, તેમ હું નહોતી માનતી. પીડા અનુભવવાનો હક્ક માત્ર માનવીનો જ છે તેમ વિચારનારા લોકોમાંની એક હું નથી.

પણ મારાં સાથીદારો શું કહેશે?

મેં ડોસીને સમજાવવાનો પ્રયત્ન કર્યો કે મારી પાસે પાટાઓની કમી હતી, પણ તે વારંવાર મારા હાથમાં મુરઘી ધકેલતી જ રહી.

અમારી ફરતે જિજ્ઞાસુ સૈનિકોનું કૂંડાળું ઘેરાઈ ગયું. ત્યાં જ અચાનક મેં એક અધેડ સૈનિકનો ઠપકો આપતો અવાજ સાંભળ્યો:

"એક જીવતું પ્રાણી તારી સામે વેદનાથી પીડાય છે? તારામાં જરાય લાગણીનો છાંટોય નથી, છોકરી?"

બીજા જુવાને તેને ટેકો આપ્યો: "શહેરનાં લોકો બધાં એક જેવાં જ હોય. સાવ જ અણસમજુ."

ચારે બાજુથી પછી તો નિંદાભર્યા અવાજોની વર્ષા થવા લાગી. તેઓ મારી હ્રદયહીનતા વિષે બોલતાં હતાં! જે મને હવે વિચારવું પણ નથી ગમતું...

સાચે જ, એક મશ્કરાએ એ પણ અભિપ્રાય આપ્યો કે ઘવાયેલાં

મુરઘાંથી સરસ સૂપ બનશે, પણ તેઓએ તેની તરફ એવાં તો ગુસ્સેથી જોયું કે એકદમ ચૂપ થઈ ગયો, અને આંખો પટપટાવવા લાગ્યો.

મેં મારી પેટી ઉઘાડી. કોઈક મારા માટે લાકડાની બે પાતળી પટ્ટીઓ લઈ આવ્યું. મેં મુરઘીના તૂટેલા પગની સાથે તેને ઠીક રીતે ગોઠવી અને પાટો બાંધી દીધો.

આમ, યુદ્ધના કારણે સૈનિકો લાગણીહીન હશે તેમ લાગવા છતાં પણ, તેઓએ મને પરોપકારનો બોધપાઠ આપ્યો...

...તે પાઠ મને હંમેશાં માટે યાદ રહી ગયો. હજુ પણ યાદ છે, જ્યારે હું એલીસ વિષે લખું છું. મને હજુ પણ યાદ છે એ ભયાનક યુદ્ધની પાનખર અને હું—એક ખભા પર નાંખેલી રેડક્રૉસની પેટીવાળી અણઘડ છોકરી—અને દર્દના કારણે કૂકડે-કૂક કરતી મારા હાથમાંની મુરઘી...

એક દિવસ મારી પંદર વર્ષની દીકરીએ એક કૂતરા વિષે મને કહ્યું કે જે પોતાની જાતને વેચવા માટે પ્રયત્ન કરતું હતું.

અલ્યોનાએ તે વિચિત્ર પ્રાણીને મોસ્કોના પક્ષી બજારમાં જોયું હતું. ત્યાં તે દર રવિવારે જતી હતી, જ્યાં માત્ર પક્ષીઓ જ નહિ પણ બધી જ જાતનાં પાળતું પ્રાણીઓ જેવાં કે માછલા, ગિનિ-પિગ, કૂતરા, વગેરે વેચાય છે...

*

કૂતરા વેચનારાઓ એક ઊંચા પત્થરની વાડ આગળ લાઈનમાં ગોઠવાયેલાં હતાં. અસાધારણ વાતાવરણથી ગભરાયેલાં અને અવિશ્વાસની લાગણીથી ઘેરાયેલાં કૂતરાં ત્યાંથી પસાર થતા દરેક

માણસની તરફ ભસતાં હતાં. પણ અમને કહેવામાં આવ્યું હતું કે જીપ્સીઓ પોતાના ઘોડાઓને મોજીલા બતાડવા માટે તેમને પરેશાન કરતા હોય છે. તેવી જ રીતે કૂતરાઓના માલિકો પણ તેમને ચોરીછૂપીથી ભસવા માટે પ્રેરિત કરતાં હતાં. ઘણુંખરું લોકો પોતાના ઘરોની રખેવાળી માટે કૂતરા જ ખરીદતાં હતાં. તેથી વધારે જોરથી ભસનારાં કૂતરાઓના ભાવ ઊંચા હતા.

વાડની આડમાં એક ખૂબ જ દૂબળો અને બરછટ વાળવાળો અલ્સેશિયન કૂતરો ચૂપચાપ એકલો બેઠો હતો. નવા માલિકની સાથે જતાં એકે એક કૂતરાને તે અદેખાઈથી જોતો હતો. તેની ખિન્ન આંખો, આમતેમ પટપટાવતી પૂંછડી — તેનાં બધાં જ હાવભાવ જાણે રડીને કહેતાં હતાં કે "મહેરબાની કરીને મને પણ લઈ જાઓ!"

પણ જેવી રીતે કાટ ખાધેલા સામાનમાં કોઈ રસ ન ધરાવતું હોય તેમ જ તેની પણ કોઈ કિંમત નહોતી. પોતાની જાતને આમ વેચતો કૂતરો, કે પછી એમ કહો કે પોતાને સમર્પિત કરતો તે કૂતરો કંઈક વિચિત્ર હતો અને સંદેહપૂર્ણ પણ. તે ચોક્કસપણે અલ્સેશિયન જેવો લાગતો હતો, પણ તેને જોતાં તેની જાતિની કલ્પના તો કોઈ કરી જ શકતું ન હતું...

ત્રણ રવિવાર પસાર થઈ ગયા. અલ્યોનાએ તેમ છતાં તે કૂતરાને બજારમાં હંમેશાં તે જ જગ્યાએ બેઠેલો જોયો. દરેક વખતે તેની આંખોમાં વધારે ને વધારે નિરાશા દેખાતી હતી. તેનાં હાડકાં પણ વધારે ને વધારે બહાર નીકળી આવ્યાં હતાં...

તેની આ વાત સાંભળીને, તેની જાતની પરવા કર્યા વિના અમે તે કૂતરાને અપનાવવાનો નિર્ણય કર્યો — પછી ભલેને તે વર્ણસંકર હોય.

પછીના રવિવારે અમે લોકો અને પ્રાણીઓની ભીડમાંથી પસાર

થઈ રહ્યાં હતાં. ત્યાં જ એકદમ ચારેબાજુ અવાજોનો ઘોંઘાટ, ભસવાનાં અવાજો અને પક્ષીઓનો કલરવ થવા લાગ્યાં. હું એકદમ ચોંકી ઊઠી.

અચાનક ઘોઘરા અવાજવાળા, પોતાના પટ્ટાઓને ખેંચતા કૂતરાઓની વચ્ચે, મેં એક વિચિત્ર પ્રાણીને જોયું. તે બરફ ઉપર ટૂંટિયું વાળીને બેઠું હતું. તે ગભરાયેલું લાગતું હતું, તે બિલાડીના કદનું હતું. તેની ચામડી રાખોડી રંગની હતી. તેની મોટી મોટી આંખો ઘેરા પીળા રંગની હતી, તેનું શરીર કસાયેલું હતું, તેની પૂંછડી સુંવાળી રુવાંટીવાળી સુંદર હતી, પાતળા પાતળા તેના પગ હતા, જેમાં પાછલા પગને **"X"** અક્ષરના આકારમાં વાળેલા હતા.

પ્રાણીના ગળાની ફરતે ઘરે બનાવેલો પટ્ટો હતો. તેની જોડે સાંકળ બાંધેલી હતી. સાંકળને એક ગભરાયેલા-દેખાતા છોકરાએ પકડી હતી. જે ગમે તે હિસાબે આ અણગમતા પ્રાણીને ભગાડવાનો પાકો નિશ્ચય કરીને ઘરેથી ભાગેલો લાગતો હતો.

હું તે પ્રાણીની બાજુમાં ઘૂંટણભેર બેઠી. તેની પીઠને ધીમે ધીમે પંપાળી. તેણે પોતાના કાન સીધા કર્યા.

"સાવધાન રહેજો, તે કરડે છે!" છોકરો બોલી ઊઠયો. પણ તે પહેલાં જ પ્રાણીને મેં મારા હાથમાં ઉપાડી લીધું હતું. તેનું દિલ જોરથી ધબકતું હતું. તેનું આખું શરીર થરથર ધ્રૂજતું હતું. કેવું આશ્ચર્ય! વિચારો તો જરા એક જંગલી પ્રાણી માટે આવું ભયાનક વાતાવરણ!

સાચું પૂછો તો, તે એટલું બધું કંગાળ અને ગભરાયેલું લાગતું હતું કે તેને જોતાં હું તે "જંગલી પ્રાણી" હશે તેમ માની જ ન શકી. તદુપરાંત મેં વિચાર્યું કે આ તો હજુ બચ્ચું છે. માત્ર પૂછતાછ

કરવાથી પાછળથી અમને જાણવા મળ્યું કે તે તો ખુલ્લા મેદાનનું નાનું પણ પૂર્ણ વિકસિત શિયાળ — કોરસેક — હતું.

... જ્ઞાનકોશમાં તેના વિષે કહેવામાં આવે છે: "**કોરસેક** — એક સામાન્ય શિયાળ જેવું દેખાતું પ્રાણી છે. પણ તે થોડુંક નાનું છે (શરીરની લંબાઈ — ૫૦-૬૦ સેં. મી., પૂંછડીની લંબાઈ — ૨૫-૩૫ સેં. મી.). તે એશિયા અને દક્ષિણ-પૂર્વી યૂરોપના રણપ્રદેશમાં રહે છે. સોવિયેત સંઘમાં તે ઉત્તરી કોકેસસથી ત્રન્સબૈકાલિયા સુધીના પ્રદેશમાં જોવા મળે છે, ઉત્તરમાં ૫૦ ડિગ્રી સુધી. કોરસેક ઊંદરની જેમ કોતરી ખાનારા પ્રાણીઓના નાશ કરવા માટે ઉપયોગી છે."

આટલા "ઉપયોગી" કામના બદલામાં માનવજાતિ આ કોરસેકોની જાતિનો નિર્દયપણે સમૂળગો નાશ કરતી રહે છે, કારણ કે જ્ઞાનકોશોના કહેવા પ્રમાણે "તેની ખાલ અતિ ઉપયોગી છે."

... અહીં મારા હાથમાં મારું પોતાનું કોરસેક મેં પકડયું હતું. જ્યારે ગભરાયેલો છોકરો પોતાના ખિસ્સામાં દસ રૂબલની નોટ મૂકતો હતો (ખાસ વધારે કિંમત નહોતી!).

આવનારી પરિસ્થિતિથી હું સંપૂર્ણપણે સજાગ હતી. જ્યારે તમે એક પ્રાણીને વિશાળ દુનિયામાંથી પોતાના ઘરની નાનકડી દુનિયામાં લાવો ત્યારે સામાન્યપણે આવતી વ્યવસ્થા સંબંધી મુશ્કેલીઓની જ માત્ર હું વાત નથી કરતી. તમે જ્યારે તેને માત્ર પાંજરામાં જ કેદ ન રાખતા, ખુલ્લું રાખવાનો ઇરાદો રાખતા હોય, તો તેને સભ્ય પણ બનાવવું પડે. હું એમ પણ નથી માનતી કે રાત-દિવસ તે જવાબદારીની લાગણી પીછો કરતી રહે અને જે અસહ્ય થઈ પડે. "તમે જેની ઉપર ઉપકાર કર્યો છે તેના માટે તમે જવાબદાર પણ છો..."

સૌથી ખરાબ વાત એ છે કે ઘાણુંખરું હંમેશાં જંગલી પ્રાણીઓ

સાથેના આપણાં સંબંધ ખૂબ જ દુ:ખદ રીતે પૂરાં થાય છે. "જંગલી જગત" તેના નિયમોની વિરુદ્ધ જનારાંઓથી હંમેશાં બદલો છે.

મને છોકરાને પૂછવાની ઇચ્છા થઈ કે તે પ્રાણીને શું કહીને બોલાવતો હતો, તે ક્યાંથી આવ્યું હતું અને તે શું ખાતું હતું— જેથી હું પણ તેને તે પ્રમાણેનો ખોરાક પૂરો પાડી શકું. ત્યાર પછી અલ્યોનાએ પેલા કૂતરા, કે જેના માટે અમે બજારમાં આવ્યા હતા, તેના માટે આફત મચાવી મૂકી. તે વાસ્તવમાં અલ્સેશિયન કૂતરો હતો. તે આજ્ઞાંકિત અને એકલો અટૂલો દેખાતો હતો. છેવટે તેને પણ તેનો "ખરીદાર" મળી ગયો, તે મારી દીકરીની સાથે સાથે ચાલવા લાગ્યો, જાણે કે તેની એડીએ ચોંટી જ ન ગયો હોય! તે જ વખતે અમે તેનું નામ 'ડોસાઇલ', ટૂંકમાં 'ડોઝ્ઝી', અને શિયાળવીનું નામ 'એલીસ' પાડયું.

તે દરમિયાન એલીસનો જૂનો માલિક જતો રહ્યો હતો...

તેથી અમને તે જાણવા ન મળ્યું કે તે કેવી કેવી રીતે મોસ્કોમાં આવી. અમે કલ્પી લીધું કે તે લાંબા પાતળા પગે ચાલીને કોઈક અજાણી જગ્યાએથી આવી છે, જે બાળપણની અડધી ભૂલાયેલી વાર્તા છે...

થરથર ધ્રૂજતી એલીસને હાથમાં પકડીને હું ભીડમાં ચાલવા લાગી. બધાં અમારી તરફ તાકી તાકીને જોતાં હતાં. એક નાનકડી છોકરી તો મારી પાછળ જ દોડી આવી અને વારંવાર પૂછવા લાગી: "તમે શા માટે આને ખરીદ્યું, બહેન? ચામડાના ગલપટ્ટા માટે?.."

*

અલ્યોનાએ કબાટની નીચે મુરઘીનો પગ મૂકી અંદર ધકેલી દીધો : જોકે અમને એલીસના સ્વાદની જાણ નહોતી પણ અમને એટલી તો ખાતરી હતી કે તે શાકાહારી તો નથી જ .

થોડી જ વારમાં અમે હાડકાંને કરડ-કરડ ચાવવાની અવાજ સાંભળ્યો . મારી દીકરીએ ડોકું કાઢીને જોયું — કરડ-કરડ અવાજના બદલે કફ જેવો અવાજ આવવા લાગ્યો . અમે ગભરાઈ ગયાં કે ક્યાંક હાડકું તો એલીસના ગળામાં અટકી નથી ગયું ? પણ થોડી જ વારમાં અમે સમજી ગયાં કે તે તો કોરસેકની ગુસ્સો પ્રદર્શિત કરવાની રીત હતી . જ્યારે ઊછળતી-કૂદતી અને મૂંઝાયેલી બિલાડી — પુસી — ઓરડામાં આવી ત્યારે એલીસે પોતાની ખીજ પ્રદર્શિત કરતો બીજી જ જાતનો અવાજ કર્યો . જંગલી પ્રાણીની ગંધ થઈ ગઈ એટલે પુસી એક કિનારે ઊભી રહી ગઈ .

એલીસ કબાટની નીચેથી ધસી આવી અને જોર જોરથી ભસવા લાગી . અમે સમજી ગયાં કે આમ તેણે પોતાના ગુસ્સાની અંતિમ સીમા બતાવી .

પુસીએ બદલામાં ઊંટની જેમ પોતાની પીઠને વાળી . ગુસ્સાથી હિંસક બનેલી પુસીને મેં ઉપાડી લીધી અને તેને ઓરડામાંથી બહાર લઈ ગઈ .

જ્યારે ડોઝ્ઝીને પણ પરિચય માટે અંદર લાવવામાં આવ્યો ત્યારે પણ એલીસે તેવી જ રીતે વર્તાવ કર્યો . બજારમાંથી આવતાં રસ્તામાં તેઓ બંને એટલાં તો ઉત્તેજિત હતાં કે તેઓએ એકબીજા પ્રત્યે લક્ષ્ય જ નહોતું આપ્યું . પણ અહીં ઘરમાં , હરવા ફરવાની પૂરેપૂરી

સ્વતંત્રતા આપવામાં આવી તથા નવા વાતાવરણમાં પોતાને ગોઠવવાની તક આપવામાં આવી. એલીસ સમજતી હતી કે અહીં તેનું જ વર્ચસ્વ હતું. નિરુપદ્રવી ડોઝ્ઝી તેના તરફ ગુસ્સાથી ભસતા આ નાનકડા પ્રાણી સામે રમૂજી આશ્ચર્યથી તાકી રહ્યો. તે એક જ પંજામાં તેને પછાડી શકતો હતો. આમ આ ઓળખાણમાં પણ સફળતા ન મળી. કૂતરાને પણ ત્યાંથી લઈ જવામાં આવ્યો ...

પોતાના દુશ્મનોથી પરેશાન, "વિજેતા"-શિયાળવીએ રાચરચીલાને સૂંઘવાનું શરૂ કર્યું. દરેકે દરેક ખુરશી અને ટેબલના પાયાઓ તરફ તે ગઈ, પછી તે બારી પાસે પડેલી આરામખુરશી ઉપર કૂદીને ચઢી ગઈ. બારી ઉપર પોતાની જાતને ટેકવી દીધી અને બહાર બરફથી છવાયેલા મોસ્કોના આંગણને ખૂબ જ વિસ્મયથી તાકવા લાગી. આ ક્રિયા આખા દિવસમાં તેણે વારંવાર કરી. બારીની બહાર સ્વતંત્રતા હતી...

માટીના એક વાસણમાં મેં થોડો માંસનો સૂપ રેડયો અને એલીસની સામે ધર્યો. તેણે તેને સૂંઘ્યો, પછી પોતાની ધૃણાને બિલકુલ સ્પષ્ટપણે દાખવતી: તેની ઉપર જ ચઢી બેઠી અને સીધી વાસણમાં પેશાબની ધાર છોડી. અમે સ્તબ્ધ જ રહી ગયાં. વિચારો તો જરા આ તે કેવી રીત!

પાછળથી અમને જાણવા મળ્યું કે શિયાળવીઓ આવી જ રીતે પોતાની વસ્તુઓની પરખ કરતી હોય છે. પણ પછી, પહેલાં તેઓ તેને જમીનમાં દાટી દે છે. અહીં એલીસે ખોરાકને ઢાંકવા માટે તેવી કોઈ જમીન વિના જ સારી રીતે પરખ કરી. આ તેના માટે સહજ પ્રેરણા હતી...

બીજી બાજુ મને એમ પણ લાગ્યું કે આમ તેણે પોતાના આશ્ચર્યજનક વિનોદી ભાવને કારણે પણ કર્યું હોય. તેણે આ રીત ઘણી વાર ફરીફરીને અજમાવી, પણ માત્ર ત્યારે જ, જ્યારે તેને ખાવાનું ભાવતું નહિ...

રાત પડતાં, એલીસ વધારે ચપળ થઈ ગઈ. ઓરડામાં તે ખિસકોલીની જેમ જોરથી વસ્તુઓને ઘોંચવા લાગી, ખુરશીઓ અને ભોંયતળિયા ઉપર કૂદવા લાગી. શિયાળવી સામાન્યપણે નિશાચર પ્રાણી છે. પણ અમે તો નિશાચર ન હોવાના કારણે તેને રાત્રિ દરમિયાન બાથરૂમમાં બંધ કરવાનો નિશ્ચય કર્યો. પણ આ કરવા કરતાં કહેવું માત્ર જ સહેલું હતું.

તે આખો દિવસ જમવાના ઓરડામાં જતાં કે બહાર આવતાં, અમે એકદમ ઝડપથી બારણું બંધ કરતાં હતાં. અમને એ ડર હતો કે ક્યાંક ચાલાક શિયાળવી થોડી પણ બખોલમાંથી બહાર બીજા ઓરડામાં ન ઘૂસી જાય. અમે વિચાર્યું કે એક જ ઓરડામાં પ્રાણીસંગ્રહાલયની દુર્ગંધ આવે તે પૂરતું છે.

પણ એલીસ આખા ઘરમાં પોતાનું વર્ચસ્વ ફેલાવવા લાગી. તેના માટે બિલકુલ શિયાળવીના લુચ્ચા સ્વભાવ પ્રમાણે, પૂરા ખંતથી અને સૂઝથી તેણે વારંવાર પ્રયત્ન કર્યો.

ગમે તેમ હોય, પણ છેવટે, જ્યારે જમવાના ઓરડામાંથી બહાર જવાવાળું બારણું તેણે ઉઘાડું જોયું, ત્યારે તેણે બહાર જવા માટે સ્પષ્ટપણે ના પાડી.

મેં એક દોરી ઉપર માંસનો ટુકડો બાંધ્યો અને બિલાડીનાં બચ્ચાંની સાથે જેમ રમીએ તેમ એલીસ સાથે રમવા લાગી. તેવી રીતે તેને લલચાવવાનો પ્રયત્ન કર્યો. એલીસ બહાર દોડી પણ આવી. પણ જેવું કોઈ દરવાજો બંધ કરવાનો પ્રયત્ન કરતું, તે તેને કરડવા

જતી અને ફરીથી છટકી જતી. તે ઉલ્લાસિત અને ખૂબ જ ખુશ હતી, તેની તીરછી "ફૅશનેબલ" આંખોમાં તોફાન ચમકતું હતું. તેનું મોઢું પહોળું ખુલ્લું હતું. તે અમારું મનોરંજન કરતી હતી.

આમ સવારના બે વાગ્યા સુધી અમે એલીસ સાથે "ગમ્મત કરતાં રહ્યાં." છેવટે એક દોરડું લીધું, જેનો એક છેડો અલ્યોનાના હાથમાં હતો અને બીજો દરવાજાના હાથા સાથે બાંધ્યો અને આમ બંનેએ મળીને આ જટિલ યુક્તિ અજમાવી પ્રયત્ન કર્યો, પણ તેનાથીયે કોઈ ફાયદો ન થયો. અલ્યોનાએ બારણું બંધ કરવા ખેંચ્યું તે પહેલાં જ એલીસ છટકી ગઈ.

પણ છેવટે કામ પૂરું થયું. કદાચ એમ પણ હોય કે એલીસ આ રમતથી થાકી ગઈ હતી. ગમે તેમ તેને બાથરૂમમાં પૂરી દીધી.

સાહસની ઉત્તેજનાને કારણે મને ઊંઘ ન આવી. અને તેથી મેં ઊંઘની ગોળી લીધી.

મને હજુ ઝોકાં આવવાં જ માંડયાં હતાં કે ત્યાં જ એક ભયાનક ધડાકાનો અવાજ આવ્યો.

હું એકદમ કૂદી અને બાથરૂમ તરફ દોડી. મેં જોયું તે બિલકુલ અણધાર્યું અને ઊંધું-ચતું કરેલું હતું. પોતાના પાછલા પગે તે વોશબૅસીનમાં ઊભી હતી. આયનાના ફલક ઉપર પડેલી બધી જ વસ્તુઓને પોતાના આગળના પંજા વડે એલીસ સાફ કરી રહી હતી—જેમાં દાંત સાફ કરવાનાં બ્રશ, દંત-મંજનનો ડબ્બો, સાબુ, શૅમ્પું, ઓડેકોલોન, ક્રીમની શીશી, વગેરે હતાં. આ બધું જ વોશબૅસીનમાં કે નીચે ભોંયતળિયા ઉપર પડી ગયું હતું. તેના કાં તો ટુકડે-ટુકડા થઈ ગયાં હતાં, કે પછી આમ તેમ બધું જ વેરણછેરણ છવાઈ ગયું હતું. ધીમેથી શિયાળવીએ પોતાનું મોઢું મારી તરફ

ફેરવ્યું. તેનું નાક અને મોઢાંનો ભાગ દંત-મંજનથી લીંપાયેલાં હતાં. તેનું મોઢું ફરીથી પહોળું ખુલ્લું હતું.

મેં ગંદવાડ સાફ કર્યો, જેટલી વસ્તુઓ હટાવી શકાય તેમ હતી તેટલી બધી જ વસ્તુઓ બાથરૂમમાંથી ખસેડી લીધી. બીજી બે ગોળીઓ ઊંઘવા માટે લીધી અને ચેનથી ઊંઘી ગઈ. એમ વિચારીને કે હવે બાથરૂમમાં એવી કોઈ વસ્તુ નથી કે જેના કારણે એલીસ કોઈ ધમાલ કરે.

અરેરે, મારી ખુશી અને મારી ઊંઘ બંને ક્ષણમાત્રનાં જ હતાં. મેં શિયાળવીની કુશળતાની આંકણી ખોટી કરી હતી...

ભાંગાતોડીના વિચિત્ર અવાજે મને જગાડી દીધી. શિયાળવીને શાપ આપતી હું ઊઠી. જોયું તો તે નાનું બાળક જેવી રીતે બરફની ટેકરી ઉપર લપસતું હોય બિલકુલ તેવી જ રીતે બાથમાં લપસતી હતી. આ ખાસ "બાળક" પોતાનાં પંજાઓનો ઉપયોગ કરી રહ્યું હતું (કદાચ નીચે લપસતાં જતાં રોકવા માટે) અને તેથી પેલા ભાંગાતોડીના અવાજે મને જગાડી દીધી.

સ્પષ્ટ લાગતું હતું કે એલીસ આમ ને આમ સવાર સુધી "બરફગાડી ઉપર" લપસતી હોય તેમ લપસતી રહેશે—એટલે કે જ્યારે **તેની "રાત"** પડશે. અથવા તે આનંદ માટે બીજું કોઈ સાધન શોધી કાઢશે...

*

એલીસના અમારી સાથેના બે દિવસના રોકાણ પછી મેં જોયું કે તેની તબિયત ઠીક નહોતી. તે તેની ગોદડીની ઉપેક્ષા કરતી હતી (ખૂબ જ ગરમ!) અને ભોંયતળિયાની ઠંડી લાદી ઉપર આડી

પડી ગઈ. અને ધીરે ધીરે ઊંહકારા નાંખવા લાગી, તેનો શ્વાસ જાણે તાવવાળો લાગતો હતો અને તેનું નાક પણ સૂકું અને ગરમ હતું.

હું તેને પશુઓના દાક્તર પાસે લઈ ગઈ. એક વખત તો તે બિલકુલ ધ્યાનનું કેંદ્ર બની ગઈ. સુંદર આરસપહાણના રંગના વિશાળ ડેન કૂતરાના બધા પ્રશંસકોનું ધ્યાન પણ તેના તરફથી ખસી ગયું.

પણ એલીસ પોતાની વિલક્ષણ સફળતાથી જુદી જ હતી. તે સાચે જ ખૂબ જ બેચેની અનુભવી રહી હતી. અમને આગળ જવા દેવામાં આવ્યાં. જેવી આંસુ-ખરડાયેલી ડોસી દાક્તરના ઓરડામાંથી પોતાની "મદ્યાર્ક"-બિલાડાને લઈને બહાર નીકળી. એ બિલાડાએ વૅલેરીયન ટીપાં પીધાં હતાં જેના કારણે તેનો શ્વાસ રૂંધાતો હતો અને તેને દાક્તર પાસે લાવવામાં આવ્યું હતું, તેવી જ હું એલીસને મારા હાથમાં લઈને અંદર ગઈ.

સૌથી પહેલાં તો ધ્રૂજતાં દર્દીની પૂંછડી નીચે તેઓએ થર્મોમીટર મૂક્યું. તેને ૪૪.૫ સેં. જેટલો તાવ હતો. તે એક પ્રાણી માટે ઘણો વધારે કહેવાય, જેનું શરીરનું તાપમાન માણસ કરતાં થોડું વધારે રહે છે.

પછી દાક્તરે એલીસને સારી રીતે તપાસી અને પછી કહ્યું કે તેને ન્યૂમોનિયા છે.

બજારમાં લાંબા વખત સુધી બિલકુલ હાલ્યા-ચાલ્યા વિના બરફ ઉપર બેસી રહેવાને કારણે અને એકદમ ઠંડી બર્ફીલી હવા લેવાના કારણે તેને શરદી લાગી ગઈ હતી.

"તેની માંદગી ખૂબ જ ગંભીર છે," દાક્તરે કહ્યું. "પણ એક જંગલી પ્રાણીને ઇંજેકશન આપવાથી આંચકો લાગી શકે.

આપણે તેને ગોળીઓ આપવાનો પ્રયત્ન કરી જોઈએ. તેનું નામ શું છે?"

"એલીસ."

"અને તેની અટક?"

"એટલે શું?" મેં પૂછ્યું.

"તમારી અટક?" દાક્તરે અધીરાઈથી કહ્યું.

મેં મારું નામ આપ્યું અને દાક્તરે વિગતવાર દવા લખી આપી. ઘરે પાછા જતાં હું દવાની દુકાને ઊતરી અને કાગળ ખોલીને જોયું: "એલીસ દૂનિના, શિયાળવી."

હવે બીજી સમસ્યા એ હતી કે "એલીસ દૂનિના"ને કડવી ગોળીઓ કેવી રીતે ગળાવવી. ચતુરાઈથી શિયાળને માત કરવાનો પ્રયત્ન કરવો અને તે પણ દિવસમાં ત્રણ વાર, ઘણું અઘરું કામ હતું! કાચા યકૃતના મેં ટુકડા કર્યા અને તેમાં ગોળી ભરી દીધી. તે રીત પહેલી વાર તો કામમાં આવી ગઈ—એલીસ યકૃત અને દવા, બંને સાથે ગળી ગઈ. પણ ગળી ગયા પછી તે કંઈક મૂંઝાયેલી અને નાખુશ દેખાઈ: "અંદર શી ગંદી વસ્તુ ભરેલી હતી?"

બીજી વખત એલીસ યકૃત ખાઈ ગઈ પણ ગોળી ત્યાં જ એમની એમ છોડી દીધી.

ત્રીજી વખત તેણે ખાવાની જ ના પાડી દીધી.

તે ફરીથી લાદી ઉપર પડખે આડી પડી ગઈ અને બિલકુલ શાંત ડાહ્યા બાળકની જેમ ધીરે ધીરે ઊંહકારા ભણવા લાગી. પોતાની ગુચ્છાદાર પૂંછડી પોતાના પગની વચ્ચે પકડી લીધી.

સ્પષ્ટ હતું કે દુનિયાની કોઈ પણ તાકાત એલીસને ગોળીઓ ગળાવી શકે તેમ નહોતી, અને દવા વગર તે ચોક્કસ મરી જવાની હતી. હું ફરીથી તેને દાક્તર પાસે લઈ ગઈ.

"સારું," તેણે કહ્યું, "તેનો તો કોઈ બીજો ઉપાય નથી. આપણે ઇંજેક્શન આપવાનું જોખમ લઈએ."

પરિચારિકાએ એલીસનો પાછલો પગ ખેંચ્યો, દાક્તરે જાડી સોયવાળી પિચકારી લીધી... મારો શ્વાસ અદ્ધર જ રહી ગયો: શું તેને આઘાત પહોંચશે? ગમે તેમ તોય એલીસ એ જંગલી પ્રાણી હતું, પણ બધું જ ઠીક રીતે પતી ગયું.

તેની તબિયતમાં સુધારો થવા માંડયો. ગમે તેમ પણ તેને દિવસમાં ત્રણ વાર ઇંજેક્શન આપવાનું હતું. અને મારી પાસે તેને દિવસમાં ત્રણ વાર દાક્તર પાસે લઈ જવાનો સમય નહોતો.

પછી મારા પતિએ કે જેમણે પોતાની જિંદગીમાં કદીયે પિચકારી હાથમાંય નહોતી પકડી, શૂરતાભર્યો નિર્ણય કર્યો: તે પોતે જ એલીસને ઇંજેક્શન આપશે.

સચેત અને શંકાશીલ એલીસને મારા ખોળામાં પકડીને હું ત્યાં બેઠી. અલેક્સેઈએ પિચકારી ભરી. પાછળથી તેનો પાછલો પગ ધીમેથી ખેંચ્યો. તેના ઉપર આયોડીન ચોપડયું અને દૃઢતાથી સોય અંદર ઘૂસાડી દીધી. એલીસ ધ્રૂજી ઊઠી અને તેણે જોવાનો પ્રયત્ન કર્યો કે કોણે તેને પાછળથી "ધોખાથી માર્યું". પણ પંપ પર દબાણ ન લાગ્યું—સોય ચોક્કસપણે ઠીક રીતે અંદર ઘૂસી નહોતી. ખોટી રીતે ઘૂસાયેલી સોયને જોઈને પતિ ગુસ્સે થઈ ગયા અને બહાર ખેંચી લીધી. ફરીથી તેમણે તેનો પગ યોગ્ય સ્થાને ગોઠવ્યો. એ જ વખતે મેં જોયું કે મારો જમણો હાથ એલીસના મોઢામાં હતો! અલેક્સેઈએ બીજી વાર સોય ઘોંચી. એલીસે કોતરી ખાધેલી સાંકળને યાદ કરતાં, મેં મારી આંખો બંધ કરી દીધી. પોતાના પીડકને તેણે શા માટે બચકું નહીં ભર્યું હોય? તેને કેવી

રીતે ખબર પડી ગઈ કે અમે તેને તેના ભલા માટે ઈજા પહોંચાડી રહ્યાં હતાં?

પણ ગમે તેમ કોઈ સહજ સ્ફુરણાથી તે જાણી ગઈ હતી, કે પછી કદાચ તેને મારા ઉપર પૂરેપૂરો વિશ્વાસ હતો. ગમે તેમ હોય, જ્યારે અલેક્સેઈએ ઇંજેકશન આપ્યું ત્યારે તેણે પોતાના દાંત જરાક જ ભીડી દીધાં હતાં...

હવે તે સારી થવા માંડી હતી. તેણે થોડું ઊછળ-કૂદ કરવા માંડયું હતું. તેના સાજાં થવાનાં ઘણાં ચિહ્નો સ્પષ્ટ દેખાતાં હતાં. પણ સૌથી વધારે મોટી વાત એ હતી કે તે પોતાની શયતાનિયત ઉપર પાછી આવી ગઈ હતી. તેના તોફાનના પહેલા નમૂનાને જોઈને અમને પૂરેપૂરી ખાતરી થઈ ગઈ.

પક્ષી બજારને કારણે ડર અને ઠંડીથી થરથર કાંપતાં દયનીય એવા આ નાનકડા પ્રાણી એલીસને અમારા ઘરમાં અતિપ્રિય થવામાં ઘણો ઓછો સમય લાગ્યો. અમારું આખું કુટુંબ તેને પ્યાર કરતું હતું.

અમે તેની લાગણીને જીતવા એકબીજા સાથે હરીફાઈ કરતાં હતાં. મને બેહદ ગર્વ હતો કે બધાંયમાં તેની સૌથી માનીતી હું હતી.

મને એકલીને જ તે તેને હાથ અડકાડવા દેતી હતી, પણ તેમ છતાંય શરૂ શરૂની થોડી ક્ષણો તે ધ્રૂજતી હતી, તેના કાન ફડકાવતી હતી, જાણે કે માણસ જાતિ પ્રત્યે લડવાની સહજ લાગણી સાથે લડતું જંગલી પ્રાણી ન હોય.

એલીસને મારા પોતાના હાથે ખવડાવવાની માત્ર હું જ હિમ્મત કરી શકતી હતી. તે હંમેશાં પોતાની મનપસંદ વાની ખૂબ જ શાંતિથી લેતી હતી. અને મને મારી આંગળીઓનો જરાય ભય નહોતો રહેતો.

એક દિવસ અલેક્સેઈએ પોતાના હાથે એલીસને ખવડાવવાનો

નિશ્ચય કર્યો. યકૃતનો એક ટુકડો તેની સામે ધર્યો. તેણે તે લેવાની ના પાડી અને તેને ભોંયતળિયા ઉપર મૂકી દીધો. તે એકદમ વીજળીની જેમ ધસી, બિલકુલ લાક્ષણિક રીતે, તે સાચું હતું, પણ ઘણું જ સ્પષ્ટ હતું: મને લલચાવવાનો પ્રયત્ન ના કરતાં, પોતાનાં આંગળાં સંભાળો! ત્યાર બાદ તેણે ગર્વથી યકૃતને ખાવાનું શરૂ કર્યું...

જ્યાં સુધી મારી દીકરીની વાત હતી, એલીસે તેને પણ ગભરાવી દીધી હતી. તેના માટે બીજાં શબ્દો કહેવા મુશ્કેલ છે. તે તેના પગની તરફ તેને કરડવા ધસી. અલ્યોના હાથમાં ઝાડુ લઈને ઘરમાં આમતેમ દોડવા લાગી અને રમૂજીથી કૂદતી હતી. વચ્ચે વચ્ચે ઘણી વાર મને મદદ માટે બૂમ પાડતી હતી.

એલીસને નારાજ કરવા અલ્યોનાએ એવું તો શું કર્યું હતું કે તેથી તે તેને પસંદ નહોતી કરતી? કોણ કહી શકે? કદાચ કેટલીક છોકરી તેના માટે નિષ્ઠુર હતી, અને અલ્યોના તેની જેવી દેખાતી હતી—લાંબી, અને અવ્યવસ્થિત વાળવાળી...

અને કદાચ એમ પણ હોય કે અલ્યોનાનો મોટો અવાજ અને આંચકો આપતી હિલચાલ પ્રત્યે એલીસને અણગમો હોય? કોણ કહી શકે?

હું પોતે બહુ જ ધ્યાનથી આમતેમ હાલતી-ચાલતી અને બોલતી હતી. મારાં મિત્રો મશ્કરી કરતાં હતાં કે જ્યારથી એલીસ અમારી સાથે રહેવા લાગી છે ત્યારથી હું ઝડપથી ચાલતી નહોતી પણ ચુપકીદીથી આગળ વધતી હતી, બહુ વધારે ચેષ્ટાઓ નહોતી કરતી પણ માત્ર હાથોહાથ બતાવતી હતી, વધારે લાંબી વાતો નહોતી કરતી પણ સૌમ્ય, મંદ અવાજે બોલતી હતી...

તેમાંના કેટલાંકે તો મને પૂછ્યું પણ હતું કે શા માટે મેં એક

જંગલી પ્રાણીને રાખવાનું પસંદ કર્યું હતું અને પાળતું ઘરેલુ પ્રાણીને નહિ. તેમ છતાં પણ, મારી મુશ્કેલીઓનો કોઈ અંત નહોતો!

જવાબમાં હું માત્ર અણગમો દર્શાવતી હતી. શા માટે? કારણ કે તેનાથી મારી જિંદગી ખુશીઓથી ભરાઈ ગઈ હતી! મારા પ્રેમને કારણે એક ઉદ્દંડ અને અવિશ્વાસી પ્રાણીને મેં જીતી લીધું હતું. તેથી સૂઝબૂઝની વિચારમાળા અને વિશ્વાસ અમારી વચ્ચે વધારે ગાઢાં થયાં હતાં, જેના કારણે મને આનંદ મળતો હતો.

મને એમ વિચારીને ખુશી થતી હતી કે જ્યારે હું ઘરે પહોંચતી, લિફ્ટના દરવાજાનો ધડાક થઈને થતો અવાજ સાંભળી એલીસ પોતાના કાન ફરકવા માંડતા, તમરાંની જેમ પાતળી ચિચિયારી મારતી. અને કૂતરાની જેમ બારણાં તરફ ધસતી. ચોક્કસપણે જ્યારે હું અંદર દાખલ થતી, ત્યારે તે એવો ઢોંગ કરતી કે મારી ખુશામત કરવા નહિ પણ પોતાના જ કામે તે ખંડમાં આમતેમ આંટા મારી રહી હતી. તે બહુ સ્વાભિમાની પ્રાણી હતું, તે નાનકડી શિયાળવી!

પણ મેં તેનામાં સૌથી વધુ મહત્ત્વપૂર્ણ વાત જોઈ તે એ કે એનું સ્વાભિમાન, એનો અંકુશ, એની સ્વાતંત્ર્યની સમજશક્તિ. તેના કારણે તેની સાથેના અનુરાગના ચિહ્નો વધારે ને વધારે કીમતી બનતાં હતાં.

થાકેલી-હારેલી અને દુન્યવી પરેશાનીઓથી પરેશાન એવી હું, સાંજે જ્યારે સોફા ઉપર આવીને બેસતી ત્યારે તે જંગલી પ્રાણી એકદમ કૂદીને મારા ખોળામાં આવી જતું ત્યારે મને બેહદ ખુશી થતી.

અડપલાં માટે — માતાઓની વિશિષ્ટ ફરજ હોવા છતાં પણ તેઓ કદીયે પોતાનાં તોફાની બાળકોને ઓછો પ્યાર કરે તેમ બની શકે?..

સામાન્યપણે એલીસનાં વિશિષ્ટ લક્ષણો ઘણાંબધાં વાંદરા જેવાં હતાં. વિનાશકારી વેર વાળવાના આવેગને તે જરા પણ નહોતી રોકી શકતી — વસ્તુઓને ચીરી કાઢતી, તોડી નાંખતી, કોતરી ખાતી. તેથી તેને અમારી ગેરહાજરીમાં અને રાત્રે તેનાં "પોતાના વ્યક્તિગત ઓરડા" — બાથરૂમ અને પરસાળમાં પૂરી દેવામાં આવતી. પણ તેણે કદીયે આ વ્યવસ્થા અને સમય સ્વીકાર્યાં નહોતાં. ઓરડાઓના બારણાની અંદરનાં છિદ્રોને ફરીથી ખોતરતી અને કોતરી ખાતી. એક દિવસ સવારે પરસાળમાં લગભગ અડધાં જેટલાં ભોંયતળિયાના પાટિયે-પાટિયાં છૂટાં પહેલાં જોઈને અમે તો ભયગ્રસ્ત જ થઈ ગયાં...

જ્યારે અમે ઘેર રહેતાં, એલીસને બોલાવવામાં આવતી, જો તેને ખાસ બોલાવવામાં ન આવતી તો તોડફોડ કરતી. મુશ્કેલી એ હતી કે હંમેશાં તે ઓરડાનાં ખૂણેખૂણા શોધી કાઢતી અને ત્યાં પોતાની જ મેળે, પોતાની જરૂરિયાત સાથે "ઘર" બનાવી લેતી...

ઘણુંખરું એલીસ મને તેની ભવ્ય પૂંછડી વડે તેને કબાટની નીચેથી ખેંચી કાઢવા દેતી હતી. તે ખાંસીને ધમકી આપતી, મારી તરફ ઘૂરકતી અને ઝાપટ મારતી, પણ આનાથી વધારે હિંસક રીતે કદી મને કરડી નથી.

પણ જો તે સરકતી-સરકતી સોફાની નીચે ઘૂસીને પોતાની જાતને સ્પ્રિંગની બખોલમાં ઘૂસાડી દે તો પછી અમે શું કરીએ? શરૂ શરૂમાં અમે "કાકા વૅક્યૂમ-ક્લીનર"નો મદદ માટે ઉપયોગ કરતાં હતાં, અમારા ઉદ્ધારકનું નામ આદર ભાવે અમે "કાકા વૅક્યૂમ-ક્લીનર" પાડયું હતું. તેના રેં-રેંના અવાજના પહેલા જ સૂરે એલીસ સોફાની અંદરથી બહાર ધસી આવતી, તેની આંખો ફાટી જતી, બાથરૂમમાં દોડી જતી અને પોતાની ગોદડી ઉપર સૂઈ જતી. પણ થોડા જ વખતમાં તે વૅક્યૂમ-ક્લીનરથી પરિચિત થઈ ગઈ,

તેનાથી તેનો ભય દૂર થઈ ગયો અને પછી તો તેની તરફ ગુસ્સાથી ફુત્કારવાનું પણ શરૂ કરી દીધું. એક વાર તો તેને કરડી ખાવાનો પણ પ્રયત્ન કર્યો હતો.

તેનો એક બીજો પણ સરસ શોખ હતો — ટેલીફોનના તારને કોતરી ખાવાનો ...

પણ બધામાં સૌથી વધુ અમને ના ગમતી વસ્તુ કોઈ હોય તો તે પ્રાણીસંગ્રહાલય જેવી તીવ્ર વાસ હતી. જે આખા ઘરમાં અને દાદરામાં પણ ફેલાતી હતી.

જ્યારે હું બસમાં કે મેટ્રોમાં દાખલ થતી ત્યારે લોકો પોતાનાં નાક સંકોડતાં હતાં — કારણ અમારા કપડામાંથી એલીસની વાસ આવતી હતી. મેં કોઈક કેડેથી વળી ગયેલી ઘરડી ડોસીની એક ટીકા સાંભળી હતી: "બકરી જેવી વાસ આવે છે, તેનામાંથી, આ રંગ લગાડેલી આંખોવાળી સુંદર સ્ત્રીમાંથી."

તે દુર્ગંધને કોઈ પણ રીતે દૂર કરી શકાય તેમ નહોતી — તે એટલી તો તીવ્ર હતી કે કોઈપણ દુર્ગંધનાશક દવા તેને દૂર કરી શકે તેમ નહોતી.

તે દિવસોમાં હું ઘાણુંખરું હાથમાં ચીંથરા લઈને પોતાના ઘૂંટણ પર ચાલીને મારો સમય વિતાવતી હતી. તાજા ડાઘાને હું બ્રશ વડે ઘસીને સાફ કરી કાઢતી. ખાસ દવા કે જે હું અમારી સ્થાનીય દવાની દુકાનમાંથી થોકમાં ખરીદી લાવી હતી, તેનાથી મોં ધોતી હતી.

મારા એક મિત્રે ભારતથી ખરીદેલી અગરબત્તીઓ મને ભેટ આપી હતી. અમે તેને "ઍન્ટીફોક્સીન" કહેતાં હતાં. જ્યારે પણ અમારે ત્યાં મહેમાનો આવતાં, હું પેલી એક-બે સુગંધિત લાકડીઓ સળગાવતી. તેને સળગાવતાં જ આખા ઓરડામાં ચિત્તને

પ્રસન્ન કરનાર ધૂમાડો એકત્રિત થઈ જતો. તેની સાથે જ ભારતના રહસ્યમય મંદિરો યાદ આવી જતાં... અને એલીસ. કોઈપણ "ઍન્ટીફ્રોક્સીન" એલીસને ટક્કર આપી શકે તેવું નહોતું...

સદ્ભાગ્યે, ઉનાળાની ઋતુ આવવાના કારણે સમસ્યા ઓછી થઈ ગઈ. એક માશા ડોસી પાસેથી અમે એક ઘર ભાડે લીધું અને અમે અને અમારાં આખાં પ્રાણીસંગ્રહાલય—એલીસ, ડોઝ્ઝી, અને પુસી—ત્યાં રહેવા ગયાં. આ ઘરના આંગણામાં અમે જાળી વડે મર્યાદિત ઉપરથી ખુલ્લું મોટું પીંજરું બનાવ્યું, જેની અંદર, આરામદાયક નાનું ઘર હતું—એલીસ માટે.

બીજા દિવસે ડોઝ્ઝીને એલીસ સાથે વાડામાં રોમાંચક રમત રમતો જોઈ હું આશ્ચર્યચકિત રહી ગઈ. તેઓ નાનાં બચ્ચાંની જેમ રમતાં હતાં. કૂતરાની શિયાળ માટેની "જન્મજાત તિરસ્કાર" આટલો જ હતો!

હું એટલું તો ચોક્કસપણે કહીશ કે ડોઝ્ઝી જેવા સારા અને સરળ સ્વભાવવાળું પ્રાણી મારી જિંદગીમાં ક્યારેય નથી જોયું. તે ઘરની સીમામાં બધાંની સાથે દોસ્તી કરવાનો પ્રયત્ન કરતો હતો. જંગલમાંથી રાત્રે આવતા શેળા સાથે પણ તેની દોસ્તી હતી. એ વાત સાચી છે કે તેની આ શરૂઆત લોહી નીતરતા નાકની સાથે પૂરી થતી અને તેની બધી જ આશાઓ ચકનાચૂર થઈ જતી. પણ તેમ છતાં તે કદી હતાશ નથી થયો અને વિચારતો બીજો કાંટાળો છીંકતો દડો તેના સુંદર આત્માને ઓળખી શકશે...

પણ ડોઝ્ઝી કેવી રીતે વાડામાં આવી શકતો હતો? શું તે બે મીટર ઊંચી વાડ વટાવી શકે તેમ હતો?

સરસ, મેં રાહ જોઈ અને જોયું કે તે કેવી રીતે બહાર આવ્યો.

તે બહુ જ સરળ રીતે કર્યું હતું—તે બિલાડીની જેમ જાળીને

પોતાના પંજાથી પકડીને વાડ ઉપર ચઢી ગયો. વાત એમ નહોતી કે તે બહુ અદ્‌ભુતપૂર્ણ દૃશ્ય હતું, પણ હા, એટલું ચોક્કસ કે “વાડ ઉપર કૂતરા”ને મેં મારી પોતાની આંખે જોયો.

હવે ડોઝ્ઝી દિવસે અને રાત્રે ગમે તે સમયે પોતાની બહેનપણીને મળી શકતો હતો. તેમની મુલાકાત લગભગ એક સરખી રીતે જ થતી હતી.

ડોઝ્ઝીને જોતાં જ એલીસ ફૂલી ના સમાતી અને વાડામાં જ ઊછળ-કૂદ કરવા લાગતી. જ્યાં સુધી તે એલીસની પાસે ન આવે ત્યાં સુધી તે આમ કરતી રહેતી  ડોઝ્ઝી તેને તેની પૂંછડી પકડવા માટે પરેશાન કરતો. પીછો કરનાર શિકારી અને શિકાર ઉત્તેજનાની પરમ સીમાએ પહોંચી જતાં. કેટલીક વખત એલીસ એટલી તો ઉતાવળથી પોતાનો રસ્તો બદલી લેતી કે ડોઝ્ઝી પોતાને રોકી ન શકતો અને સીધો વાડની સાથે જોરથી અથડાતો.

“ઝપાઝપી”ના અવાજથી આકર્ષિત થઈને પુસી કેટલીક વખત આવતી. તે વાડાના ચાર થાંભલાંમાંથી એકની ઉપર બેસી જતી. ત્યાં તે મિનારાના સંત્રી જેવી દેખાતી. તેની મોટી મોટી પીળી આંખો આ “દ્વંદ્વયુદ્ધ” પર ચોંટેલી હતી. સ્પષ્ટપણે તે એલીસની તરફેણમાં હતી. લોહી-તરસ્યા કૂતરાના જડબામાં શિયાળવીને સપડાતી જોઈ તે ખૂબ જ આકુલવ્યાકુલ થઈ જતી. તે ક્ષણોમાં તે પોતાની પીઠને ચરમસીમા સુધી કમાનની જેમ વાળી દેતી, તેનાં રુવાંટાં ઊભાં થઈ જતાં. અને તે ખૂબ જ જોર જોરથી મ્યાઉં-મ્યાઉં કરવા લાગતી. તે સ્પષ્ટ હતું કે આમ તે ડોઝ્ઝી ઉપર તરાપ મારવાની તૈયારી કરતી. તેવા પ્રસંગે હું બહુ મુશ્કેલીથી તેને યોગ્ય સમયે થાંભલા ઉપરથી ઝડપી લઈ શકતી હતી.

એલીસ અને ડોઝ્ઝી એક જ વાસણમાં ખાતાં હતાં. ઘરની

માલિકણ હોવાના કારણે, હંમેશાં એલીસને તેની પસંદની વસ્તુઓ પહેલાં આપવામાં આવતી. ડોઝ્ઝી આરામથી, ખૂબ જ શાંતિથી એક બાજુ ઊભો રહેતો અને પોતાના મોઢાને ચાટતો. પોતાની બહેનપણી પેટ ભરીને ખાઈ લે તેની રાહ જોતો શાંતિથી ઊભો રહેતો. પણ બહેનપણી તો બહુ લોભી હતી. તે ક્યારેય બધું જ પૂરું નહીં ખાઈ શકે એ વિચારે દુ:ખી થતી, આવેશમાં આવી જતી. તે એકદમ ઝડપથી મોટાં મોટાં કકડાંઓને ચાવ્યા વગર જ ગળી જતી અને છેવટે, જ્યારે તેને લાગતું કે હવે તેના પેટમાં વધારે ખાવાનું ભરવા માટે જરાય જગ્યા નથી ત્યારે તે વાસણમાંથી માંસનો મોટો ટુકડો ખેંચી લેતી અને પોતાનાં દાંતોની વચ્ચે પકડી લેતી. તે એમ કહેતી હોય તેમ લાગતું હતું કે—કંઈ વાંધો નહિ, દોસ્તીમાં એકે બીજાનું તો ધ્યાન રાખવું જ જોઈએ!

છેવટે તે પોતાના ખજાનાને જમીનમાં દાટી દેતી. પછી તે એકદમ ગભરાઈને ઉત્તેજિત થઈ જતી, તેને ખોદી કાઢતી અને ફરીથી તેને ધોંચવાનું શરૂ કરતી.

ડોઝ્ઝી તેની કૂદાકૂદને શાંતિથી જોઈ રહ્યો હતો અને પછી એટલી જ શાંતિથી તેનાં બધાં જ ભંડારને ખોદી કાઢી ખાઈ જતો.

શિયાળવી અને કૂતરાને છૂટાં પાડી શકાય તેમ નહોતું. અમે ખુશ હતાં કે તેનો આવો આત્મીય દોસ્ત હતો. પણ એક વખત મેં નાનાં બચ્ચાંનાં જેવી દર્દનાક લાંબી ચીસ સાંભળી. આ કોણ ફરિયાદ કરતું હતું?

જોયું તો તે એલીસ હતી. તેઓની રમતમાં તે ડોઝ્ઝીથી છંછેડાયેલી હતી. તે પોતાને છોડીને ચાલ્યા જાતા જોડીદારની પાછળ ઉતાવળે ઉતાવળે જાળી ઉપર જવાનો પ્રયત્ન કરવા લાગી, પણ પડી ગઈ. ફરીથી તે ઉપર ચઢવા લાગી અને ફરીથી પડી ગઈ...

વારંવાર મેં તેની દર્દનાક ચીસો સાંભળી. એલીસની જાળી ઉપર આવતાં શીખી ગયાં પછી, અમારાં બગીચાના ફરતેની વાડ ઉપર આવવાની કુશળતા ડોઝ્ઝીમાં આવી ગઈ. તે કોઈ પણ રીતે ઘરમાં રહેતો જ નહિ, ગામની બધી જ રખડતી કૂતરીઓ પાછળ પડતો. વારંવાર ભસવાનાં અવાજો ગૂંજી ઊઠતાં જ બીજાં કૂતરા લડવા માટે આવી જતાં.

કેટલીક વખત ડોઝ્ઝી ત્રણ ત્રણ દિવસ સુધી દેખાતો નહિ. અને જ્યારે તે પાછો આવતો ત્યારે ઘવાયેલો, દયાનીય અને ઠેકઠેકાણે બચકાંનાં નિશાનોથી આચ્છાદિત દેખાતો હતો. હંમેશાં પટ્ટા વગર...

ડોઝ્ઝી પાછો ફરતો ત્યારે સામાન્યપણે વાડથી પોતાના ઘર સુધી પેટે ઘસડાઈને જતો. થોડાં દિવસ તે ઘરમાં જ રહેતો, પોતાના શારીરિક તથા આત્મિક બંને ઘાવોને ચાટતો રહેતો. પછી તે ફરીથી નીકળી પડતો.

એલીસ પોતાના પહેલાંના આનંદિત રૂપથી બિલકુલ વિરુદ્ધ લંગડાતી અને ઉદ્વિગ્ન થઈ જતી.

પછી એક દિવસ, બીજી એક મુસાફરીએથી પાછા આવતાં, ડોઝ્ઝી એલીસના વાડામાં ફરીથી દેખાયો. અમને એમ હતું કે તે તેની પાસે આનંદિત થઈને જશે પણ તે એકદમ શાંત રહી અને તેનાથી દૂર રહી. તેણે તેને રીઝવવાના પ્રયત્નો શરૂ કર્યા. એલીસ જાણે તેને જાણતી જ ના હોય તેમ તેની તરફ તાકતી રહી, જોરથી બગાસું ખાધું, પાછી ફરી ગઈ અને પોતાના ઘરમાં ધીરે-ધીરે જતી રહી...

વહેલી સવારે હું એલીસ માટે ખાવાનાંનો કટોરો લઈને આવું છું. એલીસ વાડામાં આગળ અને પાછળ જુસ્સામાં ધસવા માંડે

છે — તે ભૂખી છે અને પોતાના નાસ્તાની આતુરતાથી રાહ જુએ છે. જ્યારે હું વાડામાં દાખલ થઉં છું ત્યારે તે રમતિયાળ કૂતરાની જેમ મારી ફરતે કૂદે છે અને અધીરતાથી મારા સ્કર્ટને જોરથી ખેંચે છે.

પછી મેં વાડાને સાફ કરવાનું શરૂ કર્યું અને એલીસ ખૂબ પ્રસન્ન થાય છે. રસ્તામાં આવતાં ખંપાળીની તરફ ઝાપટ મારે છે, ઊંદરનો શિકાર કરતી વખતે શિયાળ જેવું કરે છે તેવી જ રીતે તે મારા પગ પાસે કૂદે છે.

જો હવામાન સારું હોય તો એલીસના દાંતોના નિશાનવાળા પાયાનું ટેબલ તથા તેવી જ ખુરશી તેના વાડામાં જ લઈ આવતી અને કામ કરવા બેસતી.

એલીસની વધારે ને વધારે નજીક જવા માટે એક એક ક્ષણનો, એક એક કલાકનો ઉપયોગ કરવા માટે આતુર રહું છું.

મને વાડામાં કામ કરવું ગમે છે. તેની જાળીવાળી દીવાલો જોઈને મને હંમેશાં લાગતું હતું કે તે મને દરરોજની ધમાલ અને ચિંતાથી દૂર રાખે છે.

શિયાળવી હંમેશાં ઇચ્છે છે કે તેની તરફ જ ધ્યાન રાખે અને તેથી ગુસ્સામાં આવી ટેબલના પાયાઓ ઉપર, પછી મારા પોતાના પગ ઉપર હુમલો કરે છે. પણ તેનાથી મારું ધ્યાન લેશમાત્ર પણ ભંગ નથી થતું. હું તેની સાથે અન્યમનસ્કપણે રમું છું, પણ મારું મન મારાં કામમાં જ પરોવાયેલું રહે છે અને હંમેશાં મને ખુશી રહેતી કે દુનિયામાં એવું એક પ્રાણી પણ છે કે જે પૂરેપૂરી રીતે મારા કાબૂમાં જ છે, જેની હું બધી જ મુશ્કેલીઓથી રક્ષા કરું છું. (ત્યારે હું તેમ માનતી હતી. કાનૂન અને આકસ્મિક ઘટનાના જટિલ મિશ્રણ કે જેને આપણે "ભાગ્ય" કહીએ છીએ, તેના દ્વારા કોઈને પણ રક્ષણ આપી શકાય તેમ મને લાગ્યું હતું...)

કોઈક વખત હું એલીસને જંગલમાં ફરવા માટે લઈ જતી હતી. મારે તેને નાના બાળકની જેમ મારાં હાથમાં જ ઉપાડીને લઈ જવી પડતી હતી, કારણ કે તે કદી પટ્ટા સાથે ચાલવાનું શીખી જ નહોતી. એલીસને તેમ ચાલવું બહુ ગમતું હતું. તે વાંદરાની જેમ જ જિજ્ઞાસુ હતી અને જંગલ તો ઘણીબધી રસપ્રદ વસ્તુઓથી ભરેલું હતું.

અને એક વખત એક એવો બનાવ બની ગયો કે જેના કારણે એલીસ માટે મારા મનમાં ખૂબ ખૂબ માન વધી ગયું.

અમે રોજની જેમ ફરવા માટે ગયાં હતાં. ભારતીય ઉનાળાની શાંત અને ઉદાસ બપોર હતી. ઉનાળાની રજાઓમાં પર્યટને આવેલા બધાં જ લોકો ચાલ્યાં ગયાં હતાં અને જંગલ એકદમ શાંત હતું કારણ કે તેમના રેડિયોનાં સ્વર ગૂંજતાં બંધ થઈ ગયાં હતાં. હું કેડીની બાજુમાં ચાલતી હતી. તે એકદમ સીધી હતી. બર્ચવૃક્ષનાં થડ ચમકતાં સપાટ હતાં, સૂરજ ચમકતો હતો, ચોતરફ નીરવ શાંતિ હતી. ત્યાં જ અચાનક મેં એક સ્ત્રીની ચીસ સાંભળી. મેં ચારે બાજુ જોયું. એક સફેદ બરછટવાળવાળો વાછરડા જેટલો કૂતરો ચૂપચાપ અમારી પાછળ પાછળ દોડતો આવતો હતો. તે દક્ષિણ-રશિયાના ભરવાડની જાતનો જનૂની-હિંસક કૂતરો—પાઈરેટ હતો.

ત્યાં જ વસનારાં છોકરાઓ પાઈરેટથી ઘેરાયેલાં બાગમાં તેને માટે પહોળો રસ્તો આપતાં, તેટલું જ નહિ, પણ જ્યારે મોટેરાંઓ આ વિશાળકાય પ્રાણીને, પોતાનાં પીળાં હિંસક દાંત દેખાડતો તેમની પાછળ દોડતું જોતાં, ત્યારે તેઓ વાડની બાજુમાં સાવધાનીથી ચાલતાં હતાં.

અને હવે આ રાક્ષસ સીધો અમારી તરફ આવતો હતો. એક કસાયેલી, ઊંચી એડીવાળાં બૂટ પહેરેલી સ્ત્રી તેની પાછળ દોડતી

હતી. તે થોડેક જ દૂર હતી અને બૂમો પાડતી હતી તથા તેનો પટ્ટો હલાવતી હતી. પણ કૂતરું તેની તરફ લક્ષ્ય ન આપતાં, ચૂપચાપ આગળ વધે જતું હતું.

અમારી વચ્ચેનું અંતર બહુ જ ઝડપથી ઘટતું હતું. દોડવાનો કોઈ અર્થ નહોતો. ઊલટાનું — તે તો વધારે ખતરનાક હતું. તેના કરતાં હિમ્મતથી ત્યાં ઊભા રહી અને જ્યાં સુધી તેની માલિકણ તેના પટ્ટા સાથે ના પહોંચે ત્યાં સુધી પાઈરેટનું ધ્યાન વાતચીત કરવામાં પરોવી લેવાનો પ્રયત્ન કરવો જોઈએ. પણ એક વાત મુખ્ય એ હતી કે પોતાનો ડર દેખાવો ન જોઈએ.

પણ એલીસને ત્યાંથી દૂર કરવાનો હજુ ઘણો સમય હતો. હું તેની હાજરીની જાણ પાઈરેટને થવા નહોતી દેવાની. એક વખત તો મારે તેને છૂટી મૂકવી જ પડવાની હતી — પછી ભલે ને હું તેને ફરીથી કદીયે જોઈ ન શકતી...

મેં એલીસને નીચે જમીન ઉપર મૂકી, તે ઝાડીઓમાં ઘૂસી ગઈ — અને તમે તેના માટે સીટી વગાડી શકતા હતા!

કૂતરાએ કાં તો તેને જોઈ નહોતી કે પછી એમ વિચારીને કે હું વધારે અપેક્ષિત છું, તેણે મારી પાછળ જ દોડવાનું ચાલુ રાખ્યું. તે બિલકુલ ભસ્યા વગર, ચૂપચાપ દોડતો હતો. અને આ જ તેના હુમલાની ચેતવણી આપતી ખતરનાક પરિસ્થિતિ હતી.

મેં મારી પીઠને બર્ચ વૃક્ષના થડ સાથે ટેકવી દીધી. કૂતરાથી હવે હું માત્ર બે મીટર જેટલી જ દૂર હતી. હું વિરક્તતાથી મીઠા આવજે, તેની કૃપાદૃષ્ટિ પ્રાપ્ત કરવા વિનંતીના સ્વરમાં ધીમેથી બોલી: "પાઈરેટ, કૂતરા, મહેરબાની કરીને મને કરડીશ નહીં..."

કૂતરો ત્યાં ને ત્યાં જ રોકાઈ ગયો. તેને મૂંઝાયેલો જોઈને મેં સ્થિર અવાજે બોલવાનું ચાલુ રાખ્યું: "તું તો કેટલો સુંદર, ચતુર, પરોપકારી કૂતરો છે..."

તે વખતે મેં જોયું કે પાઈરેટ કૂદવાની તૈયારીમાં જ છે: તેણે મારાં ગળાનું નિશાન તાક્યું હતું. પહેલો કૂદકો વધારે ઊંચો નહોતો. હું નથી જાણતી કે બીજા કૂદકા વખતે કેવી રીતે છટકી ગઈ.

હું ભયથી તેના ત્રીજા હુમલાની રાહ જોતી હતી. સાથે સાથે પાઈરેટની દુ:ખી માલિકણની ઉપર પણ મારી આંખો હતી. ભયને કારણે તેનામાં શક્તિની સ્ફુરણા તો થઈ પણ કદાચ તે તેમ કરી ન શકી. ગમે તેમ હોય પણ, શું તે ગોળમટોળ સ્ત્રી પોતાનાં હિંસક કૂતરા ઉપર કાબૂ મેળવી શકે તેમ હતી?

ત્યાં જ અચાનક, પાઈરેટ, કે જે ત્રીજા કૂદકાની બિલકુલ તૈયારીમાં જ હતો, એકદમ કરુણ ચીસ પાડી ઊઠ્યો. મને મારી આંખો ઉપર વિશ્વાસ નહોતો બેસતો—મારી નાનકડી બહાદુર શિયાળવીએ મોટા કૂતરાની જેમ તેના પાછલા પગમાં પોતાનાં દાંત જોરથી માર્યા હતાં...

પાઈરેટે વીજળીની ગતિથી ઝાપટ મારી, પણ તેના પંજા હવામાં જ લટકી ગયાં. પોતાની ગુચ્છાકાર પૂંછડી ઊંચી કરીને એલીસ પહેલાં જ ત્યાંથી ભાગી ગઈ હતી. જ્યારે તેણે તેમ કર્યું હતું ત્યારે તેની લંબાઈ અડધી ઘટી ગઈ હતી. અને તેથી તેને પકડવા માટે વધારે મહેનત હતી. પાઈરેટ મને બિલકુલ જ ભૂલી ગયો અને ગુસ્સે થતો તેના તરફ ધસ્યો.

મેં છુટકારાનો દમ લીધો અને સીધી ઘર તરફ નીકળી પડી. મને બિલકુલ એમાં શંકા નહોતી કે એલીસ આ મોટા કૂતરાથી

દૂર ભાગી ગઈ હતી, પણ શું તે ઘેર પાછી આવશે?

જ્યારે હું તેના વાડા તરફ દોડી તો મેં જોયું કે એલીસ પોતાના ઘરના છાપરાં ઉપર આરામથી પડી હતી. માત્ર તેના દોડવાના કારણે તે જોર જોરથી હાંફતી હતી. તે સિવાય તેના હાવભાવ—આળસુડાની જેમ ફેલાયેલાં હાથપગ, અડધી-મીંચેલી આંખો—જાણે કહેતાં હતાં:

"તમે શું વિચારો છો? મેં એક સ્વાભિમાની શિયાળવી કરે તેવું વર્તન કર્યું છે. અમારાં જ મેદાનો અને રણોમાં અમે કદીયે અમારાં મિત્રોને મુશ્કેલીમાં નથી મૂકાવા દેતાં."

... ઑક્ટોબર મહિનો આવ્યો. લગાતાર વરસાદ પડતો હતો. તેમ છતાં અમે ત્યાં જ રહેતાં હતાં, કારણ કે નિર્ણય નહોતાં કરી શકતાં કે એલીસનું શું કરવું. એક વાત તો સ્પષ્ટ હતી કે—તેને શહેરનાં ઘરમાં રાખવી અસંભવ હતી. છેવટે સમયે જ અમારી સમસ્યા દૂર કરી.

ઑક્ટોબરના અંતમાં અમારે કામ અંગે જવું જ પડે તેમ હતું. ખૂબ જ આશંકા સાથે અમારાં પ્રાણીઓને અમારી ડોસી માશાને સોંપ્યા. ડોસીને એલીસ તરફ ધૃણા હતી. તે સમજી નહોતી શકતી કે આવાં એક "નકામા" પ્રાણીને કોઈ કેવી રીતે રાખતું હશે.

જ્યારે હું ત્રણ અઠવાડિયા પછી પાછી આવી ત્યારે મેં જોયું કે એલીસનું ઘર ખાલી હતું. હું ડોસી માશા પાસે દોડી ગઈ. તેણે મારું એકતરફી અભિવંદન કર્યું: "પેલી શિયાળવી ભાગી ગઈ. તમારાં ગયાના બે દિવસ પછી તમારા કહેવા પ્રમાણે સવારે હું વાસણ લઈને પીંજરામાં આવી. વિચાર્યું કે તે બહાર કૂદી આવી અને મારી નરફ ઘૂરકિયાં કરશે. એવી રીતે તેણે મારા ઉપકારનો બદલો આપ્યો! પણ તે બહાર કૂદી નહોતી ગઈ. મેં જોયું કે બારણું

ખુલ્લું હતું. કદાચ હું રાત્રે સૂતાં પહેલાં દરવાજે સાંકળ ચડાવવાની ભૂલી ગઈ હોઈશ અને છેવટે શિયાળ તો લૂચ્ચું પ્રાણી છે જ... હવે, તમે શા માટે રડો છો? એ તો સારું થયું કે તે ભાગી ગઈ અને તમને મુક્ત કર્યાં. તેની સાથે તમને કેટલી મુશ્કેલી પડતી હતી!"

એલીસના ભાગી ગયાનાં વીસથી પણ વધારે દિવસ વીતી ગયાં. મને ખાતરી હતી કે જો તેની સાથે કોઈ દુર્ઘટના નહીં ઘટી હોય તો તે ચોક્કસ એક કરતાં વધારે વાર ઘરે પાછી આવી હોત. પણ ત્યાં ડોસી માશા સિવાય ઘરમાં બીજું કોઈ નહોતું...

ઘણુંખરું, સ્વતંત્રતાનો તેનો પહેલો દિવસ જ એલીસની જિંદગીનો છેલ્લો દિવસ હતો. જે વિશ્વાસથી બીજી દુનિયામાં તે અચાનક ધકેલાઈ ગઈ હતી તેમાં ન તો કૂતરાઓ કે ન તો શિકારીઓ તેને છોડવાનાં હતાં. કંઈપણ હોય, તે એ પણ નહોતી જાણતી કે ખોરાક કેવી રીતે મેળવવો...

વધારે આશા રાખ્યા વગર, મેં માંસનો ટુકડો તેના ઘરના છાપરા ઉપર મૂક્યો. તે સવાર સુધી ત્યાં જ પડેલો હતો...

બીજે દિવસે સવારે તે ટુકડો ત્યાં નહોતો. પણ શિયાળના ઘરની બાજુમાંનાં કીચડમાં બિલાડીનાં પગનાં નિશાન દેખાતાં હતાં...

...અમે શહેરમાં પાછા જતાં રહ્યાં.

આ પરિસ્થિતિમાં મેં ડોસી માશાને વિનંતી કરી હતી એલીસના ઘરનાં છાપરા ઉપર તેના માટે ખોરાકના ટુકડા દરરોજ મૂકે. પણ જો એ ડોસીએ મારી વિનવણીને પૂરી કરી હશે, તો તેનાથી માત્ર કોઈ રખડતી બિલાડીને જ ફાયદો થવાનો હતો, કે જેને ઉનાળાનાં રહેનારાઓએ છોડી દીધી હતી.

મેં કામ અંગેના પહેલા પ્રસ્તાવને સ્વીકાર્યો, અને પાછા આવ્યા. પછી આખા શિયાળા દરમિયાન શહેરમાંથી બહાર નીકળી જ નહિ. છેવટે માર્ચ મહિનામાં હું ડોસી માશાને મળવા ગઈ.

વસંત ઋતુનો સોહામણો દિવસ હતો. મારી યાદગીરીઓની કેટલીક કટુતાઓ હું ભૂલી ગઈ હતી. બધી જ યાદગીરીઓ અંતમાં સમયની સાથે સાથે ભૂંસાઈ ગઈ છે... માત્ર મેં એક વાતની કાળજી રાખી કે કદીયે તે પીંજરાની નજીક ન આવી.

તે રાત્રે મને એલીસનું સ્વપ્ન આવ્યું. હું તેનો અવાજ સાંભળી જાગી ગઈ, જે તેના આશ્ચર્યજનક આનંદને દર્શાવતી તમરા જેવી ચરચર કરતી હતી.

મેં બત્તીની ચાંપ દબાવી, થોડી વાર વાંચ્યું, પછી ફરીથી ઊંઘી ગઈ. અને સવારે મેં જોયું કે મારી પથારી જ્યાં રહે છે ત્યાંની બારી તરફથી બરફ ઉપર એક પાતળો રસ્તો ખેંચાયેલો હતો. જાણે કોઈ ત્યાંથી દોડી ન ગયું હોય. મારાં દિલની ધડકન એક ક્ષણ માટે રોકાઈ ગઈ. આ પાંચ આંગળાનો રસ્તો બિલકુલ એલીસના જેવો દેખાતો હતો.

શું નાનકડી શિયાળવી હજુ જીવતી હતી? શું કોઈ સંદિગ્ધ સ્મૃતિ તેને ડોસી માશાના ઘર સુધી ખેંચી લાવી હતી, બિલકુલ તે જ વખતે કે જ્યારે હું ત્યાં રાત વિતાવી રહી હતી?

પણ કદાચ કોઈ બીજા પ્રાણીનાં પણ નિશાન હોઈ શકે? ઘરની પાસે જ જંગલ હતું. સાચું પૂછું તો મેં આ જ પરિસ્થિતિને સ્વીકારવી પસંદ કરી. એમ વિચારવું ધાક ભરેલું હતું કે એક શાશ્વત એકલવાયાપણાને પ્રાપ્ત કરી એક પ્રાણી આસપાસ રખડતું હતું, તે પ્રાણી કે જે કોઈને પણ નહિ, માત્ર મને જ જોઈતું હતું. અને હવે

હંમેશ હંમેશ માટે ખોવાઈ ગયું, તે પ્રાણી કે જેના માટે હું જવાબદાર હતી કારણ કે મેં તેની સાથે દોસ્તી તો કરી પણ તેને રક્ષણ ન આપી શકી.

એલીસ... તે ક્યાંથી આવી તે કોઈ નથી જાણતું અને ક્યાં જતી રહી તે પણ કોઈ નથી જાણતું. અને હું કદીયે ન જાણી શકી કે કોણે આવા બરફમાં તે માર્ચ મહિનાની રાત્રે પેલાં નિશાન છોડયાં હશે...



## વાચકોને

આ પ્રકાશન વિશે આપને જરૂરી લાગે તે ટીકાટીપ્પણો તથા સલાહસૂચનો આપ મોકલશો તો અમે આભારી થઈશું.

અમને આશા છે કે આપની માતૃભાષામાં રૂસી તથા સોવિયેત સાહિત્યનું વાંચન આપને અમારી જનતાની સંસ્કૃતિ અને જીવનરીતિનો વધારે ઊંડો પરિચય મેળવવામાં સહાયભૂત થશે.

ગુજરાતી વિભાગ
'રાદુગા' પ્રકાશન
૧૭, ઝુબોવ્સ્કી બૂલવાર
મોસ્કો (સોવિયેત સંઘ)

Редактóр русского текста М. В. Шумская
Контрольный редактор А. С. Пожинский
Художник В. В. Костицын
Художественный редактор С. К. Пушкова
Технический редактор Л. Б. Чуева
Корректор А. А. Шамаро

ИБ № 4107

Сдано в набор 8.06.87. Подписано в печать 07.01.88. Формат 84x108/16. Бумага офсетная. Гарнитура гуджарати. Печать офсетная. Усл. печ. л. 5,88. Усл. кр.-отт. 28,56. Уч.-изд. л. 4,26. Тираж 4060 экз. Заказ № 3792 Цена 55 коп. Изд. № 3691.

Издательство "Радуга" Государственного комитета СССР по делам издательств, полиграфии и книжной торговли.
119859, Москва, Зубовский бульвар, 17.

Фирма-партнер: Пиплз Бук Хаус, г. Ахмедабад Индия

Ленинградская фабрика офсетной печати №1 дважды ордена Трудового Красного Знамени Ленинградского производственного объединения "Типография имени Ивана Федорова" Союзполиграфпрома при Государственном комитете СССР по делам издательств, полиграфии и книжной торговли.
197101, Ленинград, ул. Мира, 3.

